શ્રી રામકૃષ્ણના પરમભક્ત

# ભકતરાજ પીપાજી

97

## નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિતવર્ધક" નાટક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર:—

**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલીક.

આવૃતિ ત્રીજી પ્રત ૧૦૦૦

---



---

મહાલક્ષ્મી છાપખાનું—કરાચી.

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

---

કિંમત રૂ. ૦-૨-૦

અખુટ કૌવત આપનારી

# 'આંતકનિગ્રહ ગોળીઓ.'

**તદન વનસ્પતીની**

આ ગોળીઓ સ્ત્રી પુરૂષો બંનેને એકસરખી ઉપયોગી અતી પૌષ્ટિક, પુરૂષત્વ આપનાર, લોહીની શુદ્ધિ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા, કિંમત ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂપિયો એક.

**વૈદશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી**

**આતંકનિગ્રહ ઔષધાલય.**

હેડ ઓફીસ........જામનગર........કાઠીયાવાડ

બ્રાંચ નંબર ૧........મુંબઇ........કાલબાદેવીરોડ

બ્રાંચ નંબર ૨........કલકત્તા........હેરિસનરોડ

બ્રાંચ નંબર ૩........પુના........બુધવાર પેઠ

બ્રાંચ નંબર ૪........મદ્રાસ........એસ્પ્લેનેડ રોડ

બ્રાંચ નંબર ૫........કરાંચી........બંદર રોડ.

# પાત્રોનાં નામ.

**સૂત્રધાર નટી આળાઓ**—નાટયકાર સ્ત્રી પુરૂષ.
**ભક્તરાજ પીપાજી**-ગાંગરૂણગઢના મહારાજા શ્રીરામકૃષ્ણના પરમભક્ત
**સીતા**—ભક્તરાજ પીપાજીની પત્ની.
**દેવિ**—શક્તિ
**દીપસિંહ**—ભક્તરાજ પીપાજીનો કુંવર
**વિક્રાળસિંહ**—પીપાજીનો સેનાપતી પીપાજીથી વીરૂદ્ધ વર્તનાર.
**શીલગુણી**—વિક્રાળસિંહની સ્ત્રી.
**ભાનુમતી**—વિક્રાળસિંહની દીકરી.
**વાંસડાશંકર**—રાજપુરોહિત.
**સ્વચ્છંદી**—તેની સ્ત્રી.
**શ્રીરામાનંદસ્વામી**-ભક્ત પીપાજીના સદ્‌ગુરૂ રામસંપ્રદાયના સ્થાપક
**તુલસીદાસજી**—શ્રી રામચંદ્રજીના પરમભક્ત.

**કબીરજી**
**રોહીદાસજી** —ભક્તરાજ પીપાજીના ગુરૂભાઇઓ.
**ધનોભક્ત**

**શ્રી વિશ્નુ**—જગતનિયંતા પ્રભુ
**લક્ષ્મીજી**—શ્રી વિશ્નુ પરમાત્માની વિભૂતિ.
**સુરજમલ**—ભક્તરાજ પીપાજીનો શિષ્ય.

રાણીયો, માયા, ભક્તિ, મહંત, ચોરો, લુંટારાઓ, ભુત, **અમથાલાલ, મફતલાલ, સવસી, જેસંગ, શ્રીરંગશેઠ, ડોસી, ગાંધર્વ કન્યા, ચોપદાર, દાસી, ઘાંચણ** કંચનીયો, વગેરે વગેરે,

# શ્રી રામકૃષ્ણના પરમભક્ત ભક્તરાજ પીપાજીનાં નાટકનો ટુંકસાર

## અંક પહેલો

પ્ર. ૧. માં–ઈશ્વરસ્તુતી સાથે સુત્રધારતથા નટીની નાટ્યપ્રયોગ સંબંધી વાતચીત

પ્ર. ૨. માં–દેવી મંદીરમાં સાધુઓને પ્રેમથી પીપાજીએ કરાવેલ ભોજન વીક્રાળસીંહની સાધુ પ્રત્યે ઇરષા સાધુઓએ શ્રીરામકૃષ્ણને થાળ ધરાવવો.

પ્ર. ૩. માં–સેનાપતી વીક્રાળસીંહની પુત્રી ભાનુમતી દેવીનાં મંદીરમાં મહારાજા પીપાજીનાં પુત્ર દીપસીંહને જોવાથી તેનું અંતઃકરણ પ્રેમી બને છે સખીયો તેની ચેષ્ટા કરે છે તેવામાં કુમાર દીપસીંહ ત્યાં આવે છે અને બન્ને જણાં પરસ્પર અંતઃકરણ ઓળખી પ્રેમને દઢ કરવા વચન આપે છે.

પ્ર. ૪. માં–સીતા સખીઓ સાથે હરીચરચા કરે છે ત્યાર બાદ રામકૃષ્ણનું ભજન કરવાનો શીલગુણીને બોધ પાછળથી પ્રભૂ મહિમાંનો ગરબો.

પ્ર. ૫. માં–શ્રી વીષ્નું લોકમાં પ્રભૂના દરશન કરવાને આતુર લક્ષ્મીજી શ્રીવીશ્નુભગવાનની ભક્તો પ્રત્યે ભાવના તથા લક્ષ્મીજીનું માને ભરાવું.

પ્ર. ૬. માં–દેવીએ પીપાજીને નિદ્રામાંથી ઉઠાડી પોતાનો થાળ રામકૃષ્ણને ધરાવતાં પોતે ક્ષુધાતુર રહયા તે બાબતની સુચના પીપાજીનો દેવી પ્રત્યે પ્રેમ દેવીએ મુકતી મેળવવા કાશીજીમાં સદગુરૂશ્રી રામાનંદજી પાસે પીપાજીને જવા કહેવું. દેવી અદૃષ્ય, પીપાજીનો પશ્ચાતાપ, સીતારાણીનું આવવું. પીપાજીનું વલણ શ્રી રામકૃષ્ણ પ્રત્યે જોઈ સીતા રાણીનો આનંદ. પીપાજીનો કાશી તરફ સદગુરૂને મળવા જવાનો નિશ્ચય.

પ્ર. ૭. માં–પુરોહીત વાંસડાશંકર તથા તેની હલકી સ્ત્રીનો ગ્રહસ્થાશ્રમ ત્યાં સ્વછંદીનો ગીતા આવેછે. તેને વાંશડાશંકર લાડવા બદલે રોટલો ખવરાવેછે અને સુતા પછી સ્વછંદીને હાથે પોતાને બદલે ડોસાને માર ખવરાવે છે.

પ્ર. ૮. માં-પ્રેમની લગનીમાં લીન થએલી ભાનુમતી પોતાના લગ્ન રાજકુમાર દીપસીહ સાથે થાય તે માટે માતપીતાને સુચના આપવા અને દાશીઓને સમજાવેછે. તેની માતા તેમાં પુષ્ટી આપે છે. તેવામાં વીકાળસિંહ ત્યાં આવી ભાનુમતીના પ્રેમી હૃદયને વજ્ર પ્રેહાર જેવા વચનોથી ચૂરણ કરી તે ન સમજે ત્યાં સુધી ભુખી તરસી ઓરડામા પુરી રાખવા કહે છે

પ્ર. ૯. મા-શ્રી કાશીજીમાં ગંગા કાંઠે શ્રીરામાનંદજીના આશ્રમમાં સદગુરૂશ્રી રામાનંદજી ધ્યાનસ્થ હોવાથી શ્રી તુલસીદાસજીએ કબીરજી, ધનોભકત રોહીદાસજી, અને સંતમંડળને કલીયુગના મહીમાની કથા કહેવી. પીપાજીનું આવી સદગુરૂશ્રી રામાનંદ સ્વામીના દરશન કરવા બાળભકત ને વીનંતી કરવી. ગુરૂએ તેની કસોટી કર્યા બાદ ગુરૂમંત્ર આપી રાજ તરફ વીદાય કરતાં સાધુસંતની શેવા તથા દયા દીનતા સત્ય સંબંધી બોધ કરવો. પીપાજીએ સદગુરૂની રાજમાં પધરામણી કરવા કહેવું. શ્રી દ્વારકાધીશની જાત્રા કરતીવેળાએ શીષ્ય મંડળ સહીત જવાનું કહેતા પીપાજીનો હર્ષ. શ્રી રામચંદ્રજીના નામના ભજન.

## અંક બીજો.

પ્ર. ૧. માં-વીકાળસીંહના હુકમથી સીપાઇયોએ સાધુને પકડવા ત્યાં કુમાર દીપ સીંહનું આવવું ને સીપાઇઓને ધમકી આપી સાધુઓને છોડાવવા વિકાળસીંહના જુલમ જોઈ દીલગીર થવુ

પ્ર. ૨. માં—કચેરીમાં વીકારસીંહનો સાધુ ઉપર જુલમ ત્યાં પીપાજીનું અચાનક આવવું સાધુઓને બાંધેલા જોઈ ચકીત થવું પીપાજીએ સાધુ પાસે ક્ષમા માગવી વી કાળસીહને ફીટકાર આપી દેશપાર કરવો વીકાળસીંહનું અપમાન થવા બદલ વેર વાળવા પ્રતીજ્ઞા કરી ચાલ્યા જવું.

પ્ર. ૩. માં-શ્રી રામાનંદસ્વામી તથા તુલશીદાસજી કબીરજી વીગેરે રસ્તામાં સાધુસંત મુખદ્વારા પીપાજીનાં વખાણુ સાંભળી ખુશી થવું. સાધુસંત ને શોધવા માટે પીપાજીએ સીપાઇને મોકલેલ તેને શ્રી સદગુરૂના દરશન થવાથી ખુશી થતાં શુભ સમાચાર આપવા જવું.

પ્ર. ૪. માં–શીલગુણીઆનું ભાનુમતીને તેની લીધેલી હઠ છોડવા સમજાવવું ભાનુમતીનું દ્રઢ રહેવું. વિકાળસીંહનું આવવું શીલગુણી તથા ભાનુમતી સામે થવાથી વીકાળસીંહે તલવાર કાઢી મારવા દોડવું. કુમારનું હાજર થવું અને તેને એકદમ રાજની હદ છોડી ચાલી જવા કહેવું ભાનુંમતીએ કુમારનો આભાર માનવો.

પ્ર. ૫. માં–પાટવી કુમારનાં લગ્ન તથા રાજ્યાભીશેક થઇ જવાથી સદગુરૂ શ્રી રામાનંદસ્વામી તથા ગુરૂભાઇઓને તીર્થયાત્રા કરવા સાથે લઈ જવા પીપાજીની વીનંતી રાણીઓનુ આવવું પોતાના પતીનેન લઈ જવા ગુરૂ પાસે માગણી કબીરજીએ રાણીઓની પરીક્ષા કરતાં ગુરૂએ સીતાની પતીભકતી જોઈ તેને સાથે આવવા કહેવું

પ્ર. ૬ માં–કળીયુગમાં પોતાની સંપુરણ સત્તા થવાથી માયાનો ગર્વ શ્રી વીસ્નુ ભગવાને ભકતરાજ પીપાજીની કસોટી કરી પોતાની સમક્ષ લઇ આવવા ભકતીને સુચનાં તથા માયાનો ગર્વ ઊતારવા માટે ભકત પીપાજી પાસે મોકલવી

પ્ર. ૭. માં–વાંસડાશંકરની સ્ત્રી સ્વછંદીનું પોતાના બાપને પડેલા મારનો બદલો લેવા તેનાં ભાઈને સમજાવવું વાંસડાશંકરનું આવવું સ્વછંદીના કહેવાથી ભીમજીના ખજાનામાં દ્રવછે તેથી લોભીયા બ્રાહ્મણનું ચોરવા જતાં ચોર ચોર કહી કુટી મારવો.

પ્ર. ૮ માં–ભાનુમતીનું પોતાના લગ્ન રાજકુમાર સાથે થવાથી ખુશી થવું કુમાર દીપસીંહનું આવવું સત્ય પ્રેમની પરીસીમાં

પ્ર. ૯. મા–રાણીઓએ પીપાજીને રાજમાં પાછા લાવવા માટે લાંચ આપી મોકલેલા વાસડાશંકર બ્રામણભાઇનાં હવાઈ વીચારો તેવામાં પીપાજી તથા સીતાનું આવવું વાંસડાશંકરે તેમને પાછા રાજમાં આવવા કહેવું પણ પીપાજીએ ના પાડવાથી વાંસડાશંકરે બ્રાહ્મહત્યા આપવી પીપાજીએ તેને પ્રભુસ્મરણથી સજીવન કરવો વાંસડાશંકરે મુઆ બાદ જોએલો જમપુરીનો ચીતાર છેવટે પીપાજીને નમી ચાલ્યા જવું,

પ્ર. ૧૦. માં-માયા તથા ભકતીનો વાદવીવાદ ત્યાં પીપાજી તથા સીતાનું સોનાની દ્વારકાના દરશનકરવાની અભીલાશાએ આવવું માયાયે પીપાજીને ફસાવવા પાથરેલી મોહજાળ પણ પીપાજી અડગ ભકત હોવાથી માયા નીહાર, ભકતીયે તેની છેલ્લી કસોટી જોવા માટે સોનાની દવારીકા સમુદ્રમાંછે તેવું કહી અદ્રસ્ય થવું પીપાજી તથા સીતાજીનું તેમનાં વચનપર વીસ્વાસ રાખી સમુદ્રમાં પડવું સમુદ્રમાંથી સોનાની દ્વારીકા થાયછે ત્યાં પીપાજી તથા સીતાને દ્વારીકાંધીસનાં દરશાન થવા શ્રી વીસ્નું ભગવાને પોતાની પટરાણીઓને ભકતનો પ્રભાવ દેખાડવા પેટમાં દુખવાનો ડોળકરી જીવતા માણસનું કાળજુ માંગવુ ને કાઢી આપવા પીપાજીનું તઇયાર થવું શ્રીવીસ્નુ ભગવાને તેને ધન્યવાદઆપી ભકતીનો મહીમાં વધારવા પૃથ્વીપર જવા કહેવું.

---

## અંક ૩.

પ્ર. ૧ માં-સમુદ્રમાંથી શ્રીક્રષ્ણ પરમાત્માએ આપેલી છાપો લઇ પીપાજીનું બ્હાર નીકળતા શહેરની તમામ લોકોની પીપાજી પ્રત્યે પ્રેમ ભરેલી લાગણી સાથે હાર પ્હેરાવા, પીપાજી બોધ અને છાપો આપી જાત્રાળુઓને નીશાની છાપવા કહેવું

પ્ર. ૨. માં-લુટારાઓનો સરદાર બનેલો વીકાળ પીપાજી તથા સીતાને મારવા અવળે રસ્તે ચઢાવી સીંહ પાસે શીકાર કરાવતાં સીંહ સીંહણ પગમાં પડવું પીપાજીએ તેમને હવે પછીના જન્મ નરસીંહ મહેતો તથા માણેકબાઈ થઈ ભકતીથી શ્રી કૃષ્ણ પરમાત્માને પ્રસન્ન કરી વઇકુંઠના અધીકારી થશો એવો આશીરવાદ આપવો પીપાજી તથા વીકાળસીહનો સંવાદ થતા વીકાળસીંહ પીપાજીને મારવા જતાં વીષ્ણુ ભગવાનનું પ્રગટ થવું વીકાળસીંહનું ભયભીત થઈ ભાગવું; વીષ્ણુ ભગવાનની ભકતો પ્રત્યે અપુર્વ લાગણી

પ્ર. ૩. મા-બાંસદારાંકરે પોતાની ઓને સુધારવા કરેલી શીક્ષા.

પ્ર. ૪. મા–શ્રીરંગ શેઠનાં દીકરાની વહુ ઉપર ગામબ્હાર રહેનારો ભાડકીયા કુવાનો ભુત આશક પડવાથી તે ભુત પોતાનું સ્વરૂપ જેસંગ જેવું લઇ તેની સ્ત્રી સાથે એશઆરામ કરેછે તેવામા તેનાં સાચા પતી જેસંગનું આવવું ભુત તથા જેસંગની મારામારી આનો કકળાટ સાંભળી શ્રીરંગ શેઠ તથા ડોસીનું આવી બે દીકરા જોઇ આશ્ચર્ય થવું બાદ પીપાજીને બોલાવતાં તેણે આવી શ્રી કૃષ્ણ નામના પ્રભાવે ભુતનો ભડકો થઈ ઉડી જવું પીપાજીએ સુરજમલને આપેલો બોધ સુરજમલની કસોટી સાથે અડગવ્રતી જોઈ શીષ્ય કરવો.

પ્ર ૫. મા–વીક્રાળસીંહનો પીપાજીનું વેર વાળવા સુરજમલની કચેરીમાં નોકરી કરવા જવાનો વીચાર ચોરોને લુટ નહી મળવાથી દીલગીરી બાદ પીપાજીને મળેલો સોનાનો ઘડો પાછો મુકવા જવો ચોરોને અચાનક મળતાં પીપાજીના ગયા બાદ ઘડો ઉપાડતા અંદરથી વીછીનું કરડવું જેથી ચોરોએ તેજ ઘડો પીપાજીને મારવા લઇ જવો.

પ્ર. ૬. મા–પીપાજીએ ઘાંચણને કરેલો રામકૃષ્ણના નામનો ઉપદેશ ઘાંચણ તેને તુછકારી ચાલી જાયછે પાછળથી તેનો ધણી આવેછે તે પીપાજીનો શીષ્ય હોવાથી સત્સંગમાં નહી અવાણું તે માટે મારી માગેછે ત્યાં ઘાંચણ આવી તેને મારે છે ઘાંચીને મરમ સ્થળમાં વાગવાથી મરી જાયછે. ઘાંચણનું રૂદન સાંભળી પીપાજી ઘાંચીને જીવતો કરે છે સવસી નામનો ઢેઢ બે અપંગ છોકરીઓને લાવે છે. પીપાજી તેને સારી કરે છે.

પ્ર. ૭ માં–પીપાજી સુતા છે ત્યાં ચોરો વીછીવાળો ગોરીયો માથે ફોડવા આવેછે પણ વાડામાં ગાયો બાંધેલી છોડવા જતાં આંધળા થાયછે. પછી પીપાજી પાસે પોતાનાં અપરાધની માફી માગીછે જેથી પીપાજી રામ કૃષ્ણને પગે લગાડી તેને દેખતા કરેછે અને વીછીવાળા ઘડામાં સોના મ્હોર બતાવી ચોરી ન કરાવાનો ઉપદેશ આપી તેને વીદાય કરેછે તેવામાં ચાર દીવસના અપવાશી સંતમંડળ પીપાજી પાસે ખાવાનું માગેછે પીપાજી સીતાને મફતચંદશેઠને ઘેર સીધું લાવવા કહી પાણી ભરવા જાયછે મફતચંદનું રૂપીઆની ઉઘરાણી માટે આવવું સીતાએ

સાધુ માટે સીધાનું કેહેવું મફતચંદે પાપ બુદ્ધીથી સીધા બદલ એક રાત પોતાને ઘેર આવવા કહેવુ સીતાએ ભુખ્યા સાધુની સ્થીતી જોઈ તે કહેવું કબુલ કરવૂ.

પ્ર. ૮. મા–મોહાંધ મફતચંદને ઘેર વરસાદને લીધે પીપાજી સીતાને ખંધોલે બેસારી લાવે છે મફતચંદનો પાપી પ્યાર સીતાનો ઉપદેશ તથા સીંહણ સ્વરૂપ જોઇ મફતચંદનું ડરવું અને પોતાના અપરાધની માફી માગી પગમાં પડવું પીપાજીએ તેને ધનમદ દુર કરી સાધુસંતની સેવા કરવા કહેવું,

પ્ર. ૯. મા–માયા તથા લક્ષ્મીજીનો ભકતીને નમાવવાનો વિચાર શ્રી વીષ્નુ ભગવાને યુકતીથી તેનું અભીમાન ઉતારી ભકતી પાસે ક્ષમા મંગાવવી

પ્ર ૧૦ માં–વિકાળસિંહ પિપાજીનાં શીષ્ય સુરજમલને ભંભેરી પિપાજી ચોરીનો માલ તથા ઢેઢની છોકરીઓને ઘરમાં ઘાલીછે એવું કહી ઉશ્કેરવો સુરજમલે તેના તપાસ માટે જવું.

પ્ર.૧૧ મા–અજાચક ભક્તરાજ પીપાજીની નીરધન અવસ્થા એક ભુખ્યા સાધુને જમાડવા માટે કાંઇ સાધન નહી હોવાથી સીતા તેની સાડી વેચીઅનાજ લાવવા કહેછે અને પોતે નગ્ન અવસ્થામાં કોઠીમાં સંતાઇ રહેછે પીપાજીનાં ગયા પછી બાજાસાધુઓ આવે છે. ભગવાન પોતાના ભકતની લજા રાખવા પીપાજીને રૂપે સાધુઓને જમાડી જાયછે પીપાજી ભગવાને પોતાની લજ્જા રાખવાથી પ્રસન થાય છે સુરજમલ આવે છે અમથાલાલ નામનો વાણીઓ પાંચ હજાર રૂપીયાનું ખોટું નામું લખી રાજાને ભગત પાસેથી તે રૂપીયા અપાવવાની ફરીયાદ કરેછે શ્રી વીષ્નુ ભગવાન તેનો ચોપડો નાંમાવિનાનો કરી નાંખે છે વાણીયો રૂદન કરેછે ભગત તેનો ચોપડો હતો તેવો કરી આપેછે સુરજમલ પીપાજીને ઢેઢની છોકરીઓને ઘરમાંથી કાડીમુકવા કહેછે પીપાજી તેનાં શ્રાપનું નીવારણ કરી ગાંધર્વ કન્યા બનાવેછે વીકાળસિંહ સુરજમલને પીપાજી જાદુગરોછે અને તમારા ખજાનામાંથી ચોરેલું ધન આ કોઠીમાં ભરયુંછે એવું કહી ભગતની આબરૂ પાડવા કોઠી તોડાવેછે. સીતા પ્રભુ કૃપાથી સોળ સણગાર સજી બ્હાર આવેછે સુરજમલનો પશ્ચાતાપ વીકાળસિંહ પોતાના અનેક કાવાદાવા કામ નહી આવવાથી છેવટે કટારથી પીપાજીને મારવા જાયછે ત્યાં યમદુતો પકડેછે. ભયાનક નર્કમાં વીકાળસિંહને શીક્ષા અને પીપાજીનો વૈકુંઠ નીવાસ છેવટે પ્રભુ ભકતના જયનાદ સાથે નાટકની સમાપ્તી.

શાન્તિ. શાન્તિ. શાન્તિ.

## શ્રી રામકૃષ્ણના પરમભક્ત

# ભક્તરાજ પીપાજી

## નાટકના ગાયનો.

—:૦:—

### સ્તુતિ ગાયન ૧

**સુત્રધાર-નટી બાળાઓ**

જય જય જગનાથ, સમરી સૌ સાથ
મુર્તી સુંદર પ્યારી, અંતરમાં ઉતારી; અવીકારી.
સુખ કરતા, દુખ હરતા, મુદ ભરતા, જગ કરતા અઘ હરતા
એવા દીનના દયાળ પ્રણુતનાં પ્રતીપાળ,
ભકતોની લેનારા ભાળ દુરજન કેરાં કાળ જય જય.
શ્રી અવીનાશી અમપરે, કરીત કરો કરૂંણાય,
પ્રયોગ પરમાંનંદથી, પુર્ણ આજ અમથાય.
અર્જ અમારી હ્યો સ્વીકારી, શ્રી મોરારી. જય જય.

**નટી- બાળાઓ-** (૨)

શ્રીવર સુખકર અરે હાં,
સુંદર શામળારે, કમનીય કાનુંડારે.... શ્રી.
ત્રીભુવન કરતા અસુર સંહરતા,
ધીર મુની ધરતા ધ્યાનમાંરે,
ધ્યો નર વરતા ભવ ભય હરતા,
નારદ ગાતા ગાનમાંરે, જય જય કરતા.
આ. આ.................... સુખકર.

સર્વ પાત્રો— ( ૩ )

અંબે માત આરાસુરી, આધી વ્યાધી ઉપાધી હરી.
ભકત જન સુખકારી કાલીકાનું રૂપ ધારી,
અસુરોનો સંહાર કરી દેવતાના દુખ હરી,
એવી માત ઉર ધારી. અંબે.
રંક બાળ પાળનાર, દુખ સર્વ ટાળનાર,
ત્રીશૂળ શકિત ધારનાર, દેવી તું અતિ દાતાર. અંબે.

સાધુઓ— ( ૪ )

હળવે હળવે હળશે હરજી, મારે મંદરીએ આવો રે;
મોટ મોટે મેટ પ્રભુને, મોતીડે વધાવો રે.
કીધું કીધું કીધું મુજને, કાંઈંક કામણ કીધું રે.
લીધું લીધું લીધું મારૂં, ચીતડું ચોરી લીધું રે.
ભુલી ભુલી ભુલી હુતો, ઘરનો ધંધો ભુલી રે,
જાગી જાગી જાગી હુંતો, હરી મુખ જોવા જાગી રે.
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવઠ ભાગી રે.
મળીયો મળીયો મળીયો, સુંદર સામળ અમને મળીયો રે.

સાધુઓ— ( ૫ )

જમો જમો જગનાં આધાર, જુગતે જમાડું.
સામળીઆ સરજનહાર, રંગમાં રમાડું,
બેસો બેસોને બાજોઠ, લાલજી લટકાળા,
ભોજનીયાં પીરસ્યાં મેં, રસભર રૂપાળાં,
નાનડીયા નટવર રે, નેત્રોના તારા,
કરજોડી કહીએ રે, મોહન વર મારા.

ભાનુમતી—                    ( ૬ )

ગુલાબ ફુલ (૨) ગુણી ગ્રાહક વિના જુવો જુવો કરમાય,
કોઇ ચતુર સુઘડ નર મુદથી તે મેળવાને ચીત ચ્હાય, ગુ.
ગુલાબ ફુલ આ લાલ ઉતમ હાલ એ દરસાવતું,
પ્રેમી જનોને માટે શુભ પમરાટ એ પ્રસરાવતું,
કોઈ ક્રૂરના કરમા જઇ કચરાવવા નહી ધારતું,
ભોગી ભમર લોભાવવાને ખુબ ખુશબો મારતું—ગુલાબ.

દીપસિંહ—ભાનુમતી—          ( ૭ )

વચન વહાલી આપુછું વરવામરે,
નારી નિશદીન નહીં ભુલે નાથ નામરે,
માલ ધારી હાથે કહીશ સ્વામી સ્ત્રામાં,
શીસ સ્નેહે નામી જેમ ભકિત ગામી રટે રામરે, વચન
મુજ મન મંદિરની મણી, ભાનુ માનુ એક,
ઇશ્વર આ અંતર તણા, અવર નહી એ ટેક;
આભારી આ દારા થઇ છે પ્રીતમ પ્યારા
જીવનના આધારા,
ગુણીયલ ગૌરી મારા સખ ધામરે ............વચન.

સીતા—                    ( ૮ )

નામ તમારૂં શ્રી પ્રભુ સુખ કર,
આ રતની આ અરજી ઉર ધર.          નામ.
કરૂણા કર કીરતાર...........
દુખ હર દાતા છો પિતુ માતા, ભય હર ભ્રાતા,
જગ વિખ્યાતા ત્રાભોધન ત્રાતા છો ગુંણ જ્ઞાતા   નામ

સીતા—સાહેલીઓ—ગરબો—(૯)

રમા વર રામજીને રીઝાવો
એનો અવસર નહિ મળે આવો ફરી ફરી. રામ.
શુદ્ધ મનથી સેવા કરીને, સદગુર શરણે જાઓ.
ભુધરજીની ભકિત કરીને, લ્યો લાખેણો લ્હાવો ફરીફરી રામ.

સાખી

શ્રીવર અશરણ શરણ છો, ભય ભંજન ભગવાન;
વિઘ્ન નીવારણ વ્રજપતી, શામળીયા સુખ ધામ.
તમારા નામની ગૃહી માળા, શ્રી રામજી રઢીયાળા
છો દેશમાં છેલ છોગાળા, શ્રી રામજી રઢીયાળા.
પૃથ્વીના પાળનાર, અહલ્યા ઉધારનાર,
વાળી વિદારનાર, ભકતોને તારનાર,
ગોવિંદના ગુણ ગાઓ ફરી ફરી રામ.

સાખી

ત્રીભોવન નાથ અનાથના, દીન બંધુ દાતાર,
શરણાંગતની સાર લ્યો, જગજીવન આધાર,
છો પ્રણતના પ્રતીપાળ, પ્રભુજી પાતળીયા.
દીન બંધુ છો દીન દયાળ, પ્રભુજી પાતળીયા.
ભાવે ભકિતનો રસ પાઓ ફરી-ફરી રામજીને રીઝાવો.

લક્ષ્મીજી— (૧૦)

જય ગીરીવરધારી ઘનશ્યામ,
ભકતો અંતરના આરામ. જય.
મોર મુગટ કુંડળ મકરાકૃત શોભીત મન લોભીત
ધરણીધર સુંદર સુખના ધામ—ભકતો.

લક્ષ્મીજી—કૃષ્ણ— (૧૧)

માનું નહી માનું નહી માનું તમારી વાત.
જાણું પીછાણું હું વ્હાલા તમારી વાત.
ભક્તો સંભારી, મુજને વીસારી
કાનેન કદીયે ધરીયે અમારી વાત.

સાખી

ધરા ધરૂં તો ધરી શકું, ધીર મન ધારી જરાય.
થાય અતી દુખ થાય ઉર રમણી ન રીસ કરાય.
ક્રોધ નીવારો, માન ઉતારો.
જાઓજી જાઓ હું જાણું તમારી વાત.—માનું નહીં.

પીપાજી— (૧૨)

કરો દયા નીત નારાયણ હરી,
શ્રીપતી નર હરી કર મોરલી ધરી. કરો.

ધ્યાંન જ્ઞાનથી જગને પાળો,
ખળ પુરૂષ ખોળી પ્રજાળો,
દાસ તણાં દુખને પ્રભુ દુર કરી
શ્રીપતી નર હરી, કર મોરલી ધરી કરો.

પ્રણુત પાળ પદ આપ ધરોછો,
સરણાંગતને સહાય કરોછો,
આપો દરશન મુજને પ્રભુ મુદ ભરી,
શ્રીપતી..................કરો દયા.

પીપાજી—સીતા— (૧૩)

ભક્તિ ભાવેથી કરી લેને તું રૂડા રામની,
રૂડા રામની કરીલે સીતારામની રે; ભકિત.
વૈભવ તારા બહુ વાખશાઇ જાસે સહુ,
માળા તું ગ્રહીલે હેતે હરી નામની. (૩) રે; ભકિત.
જગ કરતાના જશ નવ ગાયા,
કાચી આ કાયા તારી શું છે કામની. (૩) રે; ભિકત.

વસાંડાશંકર—
સ્વછંદી—
ઉંપળો પંડયો (૧૪)

મારે રોપે મારે માથે કરી ભારી,
ક્રોધ ધારી, બાપમારી, થઈ અકારી. મારે.
માર ખાધો બંહુ હાય. દુખ કોને કહું હાય,
બહુ દીવસની દાઝ મેં ઉતારી. મારે.
મારે નસીબે નારી નઠારી,
હાય હું તો ભુલી ભરોસે બીચારી. મારે
ધુતારી તું ઠગારી તું.
તારા છાજીયાં લઉં વારી વારી. મારે.

ભાનુંમતી— (૧૫)

પ્રેમની લાગી મને કારી ઉરમા કટારી,
દેહની શુદ્ધિ મેં વિસારીરે, ઉરમાં. પ્રેમની.
કામ સ્વરૂપે કુંવરની છબી,
કપટી છે કામગારીરે—ઉરમાં, પ્રેમની.
પવિત્ર પ્રેમની પુષ્પ લતાપર,
ખીલી કળી છે ખુશકારીરે—ઉરમાં પ્રેમની.

ભાનુમતી— (૧૬)

પુરા પ્રેમ તણા પ્રતિપાળ મને લાલ એ લલચાવે,
મારા મનનો માલીક મોટો જોઇ જાતે બન્યો જોટો,
ચિતમાં ચતુર નર ચોટયો,
દેહ ભાન સર્વ ભુલાવે, પુરા.
સુતાં ઝબકી હું જાગું, જ્યાં ત્યાં જોવામોં ભાગું;
પ્રભુ પાય પ્રીતે લાગું,
મુજ મન મોહનથી મીલાવે. પુરા.

તુલસીદાસ— (૧૭)

આપ ગુરૂકી બલીહારીરે,
જ્ઞાનદીયો સમજાઇરે. આપ.
મગન ભયે હમ ભકત હીતકારીરે,
ભકિત મીલી સુખદાઇરે. આપ.
આપ કૃપાસે ભીતર બાહીરરે,
રમણ કરે રઘુ રાઇરે. આપ.

તુલસીદાસજી— (૧૮)

"કલીયુગનો મહીમાં."

જેહી સુમિરત સીધી હોય, ગણ નાયક કરી વર વદન;
કરો અનુગ્રહ સોય, બુધી રાશી શુભ ગુણ સદન.
કલીમળ ગૃસેઉ ધર્મ સબ, ગુપ્ત ભયે સદ ગ્રંથ;
દંભીન નીજમતી કલ્પી કરી, પ્રગટ કીન્હ બહુ પંથ.

સીયાવર રામચંદ્રકી જય,

નારી બીબસ નર સકલ ગોસાઇ, નાચેહી નર મર્કટ કીનાઇ.
સબ નર કામ લોભ મદ કોધી, વેદ વિપ્ર ગુરૂ સંત બીરોધી.
સૌભાગીની વીભુશન હીના, વીધવન કે શ્રંગાર નવીના.
ગુન મંદીર સુંદર પતી ત્યાગી, ભજહી નારી પર પુરૂશ અભાગી.
ભયે વરનશંકર કલીહી, બીન્ન સેતુ સબ લોગ.
કરહી પાપ દુખ પાવહી, ભય રૂજ શોક બીયોગ.
સીયાવર રામચંદ્રકી જય.

કલીયુગ સમ યુગ આન નહી, જો નર કર વિશ્વાસ.
ગાઇ રામ ગુણુ ગણુ વીમલ, ભવ તરૂ બિનહી પ્રયાસ.
સીયાવર રામચંદ્રકી જય.

સર્વ—સંતમંડળ— (૧૯)

ભજનમે મગન રેના રામ સંતો લગી લગન બરી આઇ
તુલસી આ સંસારમેં, ભાત ભાત કે લોગ,
સબસે હીલ મીલ ચાલીયે પ્યારે, નદી નાવ સંજોગ ભ.
સાહેબકા ઘર દુર હય. જયસી લંબી ખજુર.
ચડે સો ચાખે પ્રેમ રસ પ્યારે, ગીરે સો ચકનાચુર. ભ.
દયા ધર્મકો મુલ હય, પાપ મુલ અભીમાન.
તુલસી દયા ન છાડીએ પ્યારે જબ લગ ઘટમેં પ્રાન-ભજનમે

અંક ૨. જો.

સાધુઓ - ૨૦

ભજ રામસીયા જીને જનમ દીયા
નહિ ધર્મ કીયા ધીક જન્મ લીયા

સતિયા સત નવ છોડીયે જ્યારે સત છોડે પત જાય-ભજ
સતકી બાંધી લક્ષ્મી જ્યારે ફીર મીલેગી આય-ભજ

સત્ય વચન ઔર દીનતા જ્યારે, પર સ્રી માત સમાન-ભજ
ઈતેપર પ્રભુ ના મીલે તો તુલસીદાસ જમાન

દીપસીંહ— ૨૧

જાઓ કપટી કુર દુર થાઓ કરો પેટ માટે અતી કુડા કાજ
પ્રભુને જ્યારા સાધુ સજન સારાજે તેને દેતાં દુઃખ દોડી
પાડો ધર્મની પાજ જાઓ.

તુલસીદાસ— ૨૨

રામસુમર( ૩ )ભાઇ રામનામ સુમરન બીન ડુબત ભવમાહી રામ

વનિતા સુત દેહ ગેહ સંપતી સુખદાઇ
ઉનમેં નહી કાઉ તેરો કાલ જાત ખાઇ

અજામેલ ગજ ગનિકા પતીત કર્મ કીને
સોભી ઉતરી પાર ગયે રામ નામ લીને-રામ.

ભાનુમતી- ૨૩.

પીડ પ્રેમની પુરી પ્રેમી પીછાની જાણે,
જેને જીગરની લગની લાગી
અંતરનો અનુરાગ જો પ્રીત પતંગ તણી વખણાયે,
સઉમાં અધિક ગણાય એતો,
અગનમાંહ હોમાય એતો...પીડ.

ભાનુમતી તથા દીપશીહ— ૨૪

વ્હાલા આવીયા દુખથી રીબાતી ગણીને આવીયા
માનસસરના એ રાજહંસજી વાલમજી વહાલને
પ્રીતમજી પ્યારને આભારી નારીને ઉર ભાવીયા–વા.
પ્યારી તારે પ્યારે છે પરવશ બનાવ્યો,
ગોરી તારા ગોલેછે લાલીયો
ગળે ફૂલમાળ ને ધરી શ્રંગારને
ચાલો રસીલા મેમાનીયા

રામાનંદજી વિગેરે— (૨૫)

ધન્ય ધર્મ વીર કર્મ તારૂં જોઇ,
પ્રફુલ થાયછે મન મારૂં ધન્ય.
સંસારીનું સુખ છે ખારૂં.
મને રામનામ લાગે પ્યારૂં.
ગંગા યમુના સરસ્વતી, સાથ સિંધુ ભરપુર
તુલશી ચાતક કે મતે; બિન સ્વાંતી સબ ધુર
એક ભરૂસા એક બળ, એક આશ બીસ્વાસ.
સ્વાંતી સલીલ રઘુનાથ બન, તું ચાતક તુલસીદાસ

માયા— (૨૬)

માયા મહીમાં મેં પ્રસારી, દુનીયા બધી દાસછે મારી
કરૂ સકળ ઉપર સરદારી વળી પ્રભુજીને બહુ પ્યારી
જોગી જતી અતી કરે ખુશામત મને મેળવવા માટે
હઉ ધર્મ કર્મ વીસરાવી રંકને પલમા રાય બનાવી.
રાય કરૂં ભીખારી.

માયા— (૨૭)

ઝટ જાઉ ફેરબે ફસાવું પીપાજીને પલમાં
હું નાજુક નૌતમ નાર પીપાને બતાવીપ્યાર
દઉ શકતી ભગતી વીસરાવી પ્યાલો મધુંનો પીવરાવી
ભકતીને દાસી હું બનાવું મુજ બળમાં-ઝટ.

વાંસડાશંકર વીગેરે- (૨૮)

જુવો જુવો જગતની નારીઓ,
ભાઇ બહેન મળી મુને મારીયો
જીવ લેવા મેં તો તારો ધારીયો
પણ પુર્વના પુન્યે ઉગારીયો
બાપાને માર્યો હતો બહુ માર.
ખરે જણાંવ્યો તેનો તમે ખાર
ડોળ ધરી દુનીયામાં મોટા બહુ બહુ કરો બડાઇ
કુભારજાને કરૂં પાસરી તોજ વાંસડાભાઇ.

ભાનુમતી— ૨૯

રાજકુવર રઢીયાયા હૈયાહાર જીવન આધાર શુભ શણગારને
ભેટું હું કયારે
ઘડીપળમાં મુજમનમાં કઇ થાય રે ભેટું હું કયારે
પ્રેમે પધારો પ્યારા, દર્શન ઇચ્છેછે દારા
વીલંબ જો વ્હાલા કરશો તો જીવ જશે નિરધાર;
ગુણવંતા માહરા ભરથાર...ઘડી.

ભાનુંમતી — ૩૦

વાલમ થઇ વીરહે ઘેલી જે નેણે નેહ જણાય
વાલા ઉમંગે શાણા સુ સંગે
વાલપથી લલચાય નાનીસી નારને
નાકે છે મોતી, ચીત ચળીત થઇ જાય
નયને નયન મીલાય વાલમજી જોઇ જોઇ.
અંતર આ ઉર ઉછળાયઃ તન મન ધનને જોબન સ્વામી
—સુસંગે જાય વાલમ

વાંસડાશંકર- ૩૧

ધન્ય છે પીપાજી રાજ ધન્યછે સાચી તમારી ભકતીને ધન્યછે
લક્ષ્મીની લાલચે હું લોભી લોભાણો પેટ મારી કટારી
થઇ દશા અતી નઠા ી મરતા લીધો ઉગારી લોભને વીસારી
મારી બઇરી સુધારી સદા રહુ આનંદમાં

માયા— ૩૨

મનહર મારૂ જોબન ઝલકાય
ભલા ભલા ભુપો ભરમાય,
નયન બાંણુ મારી જખમ કરનારી
જોગી ભોગી લલચાય જોઇ મને મનહર
માયા બતાવી ફંદે ફસાવુ
શ્રમ સફળ મુજ થાય પ્રભુજી પાસે—મનહર

શ્રી કૃશ્ણ— ૩૩

આનંદ ઉરમા અપાર ભકતો પધાર્યા છે દ્વાર
તન મનથી મારા પ્યારા પ્રાણ આધાર

રિદ્ધિ સિદ્ધી છોડી સર્વ, ગણ્યો નહિ રાજ ગર્વ
પામવાને શુદ્ધ ધર્મ અહિ આવ્યા છે આવાર
ભક્તો સ્વરૂપ મારૂ ચાહુ નિત તેનું સારૂં
નહિ નહિ વશ કોને ભકતો વશ નિરધાર

પીપાજી—સીતા—કૃષ્ણ— ૩૪

અમેતો પ્રીતે પદ પુજીયે શ્રી નંદનંદના
ભકતો વીઘ્નો નહિ વ્યાપે હવે દ્વંદ ફંદના
સાચું શરણું સ્વામીનું અમને એકછે
અમારી ચંદ્ર ચકોર જેવી ટેક છે અમેતો
સુખી રહે જળચળ બધા પાણી હોય અપાર
તેમજ મારા રૂપમાં નીરભય નરને નાર અમેતો
સચરાચરમાં નાથજી સર્વ તણા છીએ દાસ
એ લક્ષણથી ઓળખો અનન્ય ભકતી ખાસ અમે



## અંક ૩જો

પ્રજાવર્ગ— (૩૫)

ધન્ય ધન્ય ભક્તિ તમારીરે, વસ કર્યા વૃજ વીહારીરે,
ગણી જીન્દગી નહી પ્યારી, તેથી પામ્યા શ્રી મોરારીરે. ધન્ય.
સુદ્ધ મને સમરણ કરો, સુખકર સુંદર સ્યામ,
પુન્ય બળેથી પાંમશો, ધરણી ધરનુ ધાંમ,
પ્રાંતે કહાયે પોકારી લેજો માની સીખ અમારીરે. ધન્ય.

વાંસડો—સ્વછંદી— (૩૬)

ધરી દીલ સતીનાં ધારા પતીનો પ્રેમ વધારજો,
ફરી ફરી વીનવુ વાલા વેમ સહુ વીસારજો.
આવો મારી મોંઠી મેનાં ખુલી ગયાં નસીબ બેનાં,
રસીલી સંગે રહી સદા વાલ ઉમંગે વધારજો ફરી.
કેમ ચતુરા કેવો લેરી ખાંતેથી ખવરાવી કેરી,
ભોળી નારી ઠગી બીચારી, એવાં દીસો આપ નમેરી.
વાહરે પ્યારી. જો નહી અડતા રેજો છેટે,
ભામીની ભાવે નહિ તું ભેટે (ના) કેમ- (બસ એમ.) ફરી.

વીક્રાળ-તથા લસ્કર- (૩૭)

મારો છાપો દુસ્મન કાપો બ્હાદુર બ્હાદુરી દરશાવો,
વીરો સુરા બળમાં પુરા અજમાવો અરીપર,
તીખી આ તલવાર કરીને ભુંમી ભેળા.
ઝટપટ દઇ ઝપટ, લુટીં ઝુટી મારી પાડી થઇએ જરદાર,
શાણા સરદાર તીરો સાંધી નાખો વીંધી રહો તૈયાર.
થાર થાર થાર. મારો.

વીક્રાળ— (૩૮)

બળવાન બન્યો હું અહા. (૨)
લુંટારાની ટોળી તણો સરદાર
વીક્રાળ બન્યો હું છું તેથી વીક્રાળ બન્યો હુ,
પીવા કેરા પ્રાણ તણો હરનાર.

ગેબી— થાસે થાસે થાસે નક્કી હરામી તારી હાંણ,
જાસે જાસે જાસે તું નર્ક નીશ્ચે એ જાણ.

**શ્રીવીષ્નુ-** (૩૯)

છે કષ્ટકો કરનાર તે મુજ પ્રાણ પ્યારા ભકતને,
જે ધીર થઇને ધ્યાન ધારે નીસાર માની જગતને.
મુજ ઉપર સુખ સઉ વારતા વળી સુભ ગુણો વીસ્તારતા,
ષડ શત્રુઓને મારતા અગણિત જીવોને તારતા,
દુખવૃંદ નવ ગણ કારતા........................ કષ્ટકો.

**શ્રીવીષ્નુ—** (૪૦)

ચઉદ ભુવનમાં ચીત મારૂ ભકત વીણ ચાહે નહિ હાં.
વળી વીશેષ મન મારૂં ભકિત વીણ ભાવે નહિ હાં.
ચરણ મારે ચીત જોડે જુઠી જગ જંજાળ ત્રોડે.
મારૂં તારૂ મનથી મોડે અધીક એવીણછે નહી હાં.
માટે મનમાં ધૈર્ય ધરો મુજ સ્વરૂપ અંતર ઉતારો,
વાળ એક વાંકો તમારો કરનારો કોઇ નહિ, હાં.

**કાંન્તા—ભુત—** (૪૧)

મારા શાંણા શેઠીયારે, વાહ. (૩) ભુત ભાઈ ભેટીયારે, આહાહા,
મારે ચીતે ચોટીયારે. વાહ. (૩) અબળાના આધાર દુલ્લા છો દીલદાર
વીયોગીને ઠાર, વાહ વાલી નાર, હઇયાના હારછો જીવન આધાર,
પ્યારી તારો પાડ મુને રંગમાં રમાડ. મારા.

**સુરજમલ-** (૪૨)

કરૂણા કીધી કીધી કીધીરે કરૂણા કીધી.
પ્રભુસાર મારી ઝટ લીધી. (૨) કરૂંણા.
કામ ક્રોધને વસ વરનીને બ્યાધી વેરી લીધી,
અમર થવાનું અમૃત ઢોળી પ્યાલી વીસની પીધીરે (૨) કરૂણાં.
પાપી પામર જીવ નવ જાણું પુજન યજનની વીધી,
ગુરૂ કૃપાયે મુખથી પામ્યો, મહામંત્રની સીધીરે (૨) કરૂણાં.

અરજાણુ કરમશી— ૪૩

વોય્ વોય મારા બાપ મને વીછીડે માં ફટકાવીયો
નાડે નાડું તુટી જાય ડંખમાહી બળેલાય
કેમ કરી તે ઓલાયપેટડા માંહી ચુંથાય ઓય
અરરર હાય જીવ જાય મારીમાય વોય

ઢેઢડીયો ૪૪

જુવો જીવો જાગીરે હોજી
આળસ સરવે અળગી કરીને જુવો
મમતાને મદમાં મરો ન મુઝાઈ
રામકૃષ્ણ ગોવીંદ પ્રભુથી સાધોને સગાઇરે હોજી
ભકતી રસના રંગમાં રંગાઇ
અજર અમર થઇ કરી લ્યો કમાઇરે હોજી જુઓ

સંત-મંડલ— ૪૫

મન મુરખતુ તજ ચાળારે ભજ રામકૃષ્ણ રઢીયાળા
માત તાતને સગા સબંધી જુઠી પ્રીત બતાવે
મરણ સમયના સાથી નહિ કોઇ મળી બાળવા આવેરે ભજ
વાલામા વાલું જે હોયે તે તાણીને બાંધે
ખોળી બાળે ઉપર મારે તજો સ્નેહ એ વાંધારે ભજ

મફતચંદ-વીગેરે— ૪૬

ગુરૂજી મળ્યા જ્ઞાનીરે સુધર્યો સૌ સંસાર નકી
તણાતાને તાર્યોરે વીસયો રૂપી વ્હેળા થકી
ગજ કાતરણી લઇને બેઠા હરજી દીન દયાળ
વધે ઘટે તેને કરે બરાબર સૌની લે સંભાળ
ચતુર તમે ચેતોરે કચરાઇ જશો ચાલે ચકી

માયા— (૪૭)

ભકતો ભાળી જાઉ હારી, મુઝાઇ મારી મતી જતી
રતી કરે નગતી ધારીરે દુઃખ ધારી.
મૃત્યુ લોકનાં માનવી પાસે થઇ લાચાર, પામી હાર

હાય બળુછું મુઝાઈ મરૂંછું, ગાંડી ઘેલી થઇને વીચરૂંછું.
ભકતીને જોઇ દીલ ડરૂંછું, જંગ જમાવી હાર પમાવી.
ભકતી નમાવી શાન્ત થશે કયારે હ્રદય જવાળ.

શ્રી વીષ્નુ—વીગેરે— (૪૮)

ગુણ સાગર નાગર નંદલાલા.
પીત પીતામ્બરને ઉરમાળા.
ભકતાધીન ભગવંત કૃપાલા.
ભકતોનું ભુડુ કરી અંતરજે હરખાય
એવા નરપીશાચ જે મમ કરથી છેદાય.

શ્રી વીષ્નુ— (૪૯)

ધન્ય છે ભકત ભકતી તુજખરી જગ્ત જંજાળને અળગી કરી
લોક લજાથી દીલ નવ ડરી મહામાયાનો સાગરતરી
ભકતી સાચી શુધ હ્રદય ભરી
નિજ તન મન ધન કરી સહુ અરપણ મુને વશ કરીયો
સ્નેહી સ્નેહો તજીને સગપણ સત્ય સજને મને ભજીને.
અરી મારૂ કષ્ટો ટાળું શાન્તી ધારૂ સુખી તુને કરી ભકતી.

સમાપ્ત.

# જાહેર ખબર.

નિચે મુજબ કીમતથી નાટકના ઓપેરાની ચોપડી સાહેબોને જોઇતી હશે તેને રોકડે પઇસે વાં. આ. હી. વ. પાસેથી મળશે.

| | | | |
|---|---|---|---|
| ધ્રુવ કુમાર | નાટકના | ઓપેરા | ૦— |
| મીરાંબાઇ | " | " | ૦— |
| નરસીંહ મહેતો | " | " | ૦— |
| રાધા પ્રેમભકિત | " | " | ૦— |
| સંસારી સાવીત્રી | " | " | ૦— |
| રમણસુંદરી | " | " | ૦—૨—૦ |
| જગતસીંહ | " | " | ૦—૨—૦ |
| શઇલબાળા | " | " | ૦—૨—૦ |
| ઇન્દુમતી | " | " | ૦—૨—૦ |
| સતી સુંદરબા | " | " | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા | " | " | ૦—૨—૦ |
| શુરવીર શીવાજી | " | " | ૦—૨—૦ |
| નર્મદા | " | " | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર | " | " | ૦—૨—૦ |
| પ્રેમચંદ્રીકા | " | " | ૦—૨—૦ |
| સત્યવાદી હરીશ્ચંદ્ર | " | " | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપના | " | " | ૦—૨—૦ |
| ગોપીચંદ | " | " | ૦—૨—૦ |
| કુમુદ કીસોરી | " | " | ૦—૨—૦ |
| મીરાંબાઇ ભાષણસહીત | " | " | ૦—૮—૦ |